ૐ

# સતપંથિયોનું કર્મ

એટલે

## સદ્દગોરની શિખામણ અર્થ સાથે.

: લેખક :

સૈયદ બાવાસાહેબ અહમદઅલી ખાકી

: પ્રકાશક :

શ્રી સતપંથી સાહિત્ય સેવા મંડળ વતી
સતપંથી સૈયદ સમ્સદ્દીન બાવાસાહેબ (ખાકી)
મુ. પીરાણા, પો. ગીરમથા, ડી. અમદાવાદ.

પ્રત ૨૦૦૦ આવૃત્તિ બીજી
સંવત ૨૦૩૦ સને ૧૯૭૪



દર્શન લાભ રૂ. ૧=૫૦



મુદ્રક : મણિલાલ છ. શાહ નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ, ઘીકાંટા, અમદાવાદ

# સત્પંથના હિતેચ્છુઓને ખાસ સૂચના.

ધર્મનું રક્ષણ તેજ કરી શકે છે, કે જેની રગે રગે ધર્મ વ્યાપી રહ્યો છે. પોતે ધર્મરૂપ થઈ ગએલા છે. જે ધર્મરૂપ થઇ જાએ છે, તેવાઓજ ધર્મ સંસ્થા કે ધર્મનું રક્ષણ કરી શકે છે, પણ ભાઇઓ! જેઓ પ્રપંચ ને માયાનાં કાવાદાવામાં રમે છે, ક્રિયા ભ્રષ્ટ થઈ માદક પદાર્થોનું સેવન કરે છે, તેવા દુષ્ટો અને ચંડાળ પુરૂષોથી કદીપણ ધર્મનું રક્ષણ થાતું નથી. તેથી તો ધર્મનું નાશજ થાએ છે, તો તેવા દુષ્ટોને સત્વર ત્યાગીજ દેવા.

ક્રિયાભંગ (લોપ) કરનાર પુરૂષો સત્પંથનાં અંગનું છેદન કરનારાજ ગણાય. અંગ પ્રતિ અંગો કપાતા, આખું એ શરીર નાશ પામે છે. જેથી અંગ છેદનારાજ સત્પંથનાં શત્રુ લેખાએ, એ સત્પંથનાં શત્રુનાં હાથમાં સત્પંથનું નાવ જો સોંપાએ તો જરૂર નાવ બુડવાનુંજ. તેથી મારા વ્હાલા સત્પંથી બંધુઓ ! સત્વર જાગૃત થઇ સત્પંથની સંસ્થામાં ખાવાની લાલશાએ ગરી જઇ લપટાઇ રહેલા પ્રપંચી ઠગો, ઢોંગી બનેલા સુકાનિને ઝટ દૂર કરી, તમારૂં ફીટી (તુટી) જતું નાવડું (ક્રિયાભ્રષ્ટ શત્રુના હાથમાંથી બચાવો, નહિ તો નાશ ઢુંકડો છે.

---

## અનુક્રમણિકા.

ૐ

# સતપંથિયોનું કર્મ

## સતપંથના મુખ્ય પાંચ નિયમો



૧ શરીર શુધ્ધી. ૨ હૃદય શુધ્ધી ૩ વર્તદાન. ૪ ઉપાસના. ૫ધ્યેય.

૮

૧ શરીર શુદ્ધી અર્થે, લાઇસુતક (રજસ્વલાથી મરણ-પર્યંતના સ્નાનાદિ પ્રયોગો) શ્રી ઇમામગોરની આજ્ઞા પ્રમાણે ઉતરાવવા તથા પાળવા.

૨ હૃદય શુદ્ધી અર્થે માદક પદાર્થોનું ત્યાગ. (લસણ, ડુંગળી, હીંગ, અફીણ, ચડશ, માઝમ, ગાંજો, ભાંગ, તાડી, તમાકુ, માંસ, મદિરાદિ સર્વ પ્રકારના ત્યાગવા) શ્રી ઇમામગોરના વચનોનું કુળ.

૩ વર્તે, દાન, અર્થે શુક્રરવારી બીજ (બારપોરી) અને દશાંશ (કમાઇનો દશમો ભાગ) શ્રી ઇમામ-ગોરના વાકયાનુસાર પાળવી ને દેવી.

૯

૪ ઉપાસના અર્થે, સંધ્યા [ચાર વખત] પુજા [ઘ-ટાપટાદિ સાથેની ક્રિયા] શ્રી ઇમામગોરની વાણી અનુકુળ કરવી.

૫ ધ્યેય અર્થે [આજ પ્રચલિત સમેનાં ધ્યેય પુરૂષ] શ્રી નિષ્કલંકી નારાયણ [તેજ પરમ નિરંજનના નુરકે [રૂપ] સમજી પુરી રીતે] શ્રી ઇમામગોરનાં વચનાનુસાર માનવું.



(સંપૂરણ.)

ॐ



# સદ્ગોર શિખામણ.

ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

[1]સદ્ [2]ગોર [3]તણી [4]શિખામણ સાચી,
સાંભળો [5]રૂષિવર [6]એકાન્તિ. 1
દિન [7]પર્તે [8]કરો [9]ધામસું [10]ધંધા,

1 સદ્-સાચા, ઉત્તમ, પવિત્ર, 2 ગોર-ગુરુ, બોધક, પીર, બ્રહ્મા, નબી 3 તણી-ની. 4 શિખામણ-સમજણ-ઉપદેશ, ભલીવાત, હતકારી વચન,. 5 રૂષિવર-રૂષિયોનાં સરદાર, મહાન જ્ઞાની, તપેશ્રી, સત્યપંથી 6 એકાન્તિ-શાન્ત થઇ, મનમાંથી બીજી વાતો કાઢી, મનની એકાગ્ર દ્રષ્ટિએ. 7 દિન-દિવસ. 8 પ્રતે-પ્રતેક-દરેક-બધા. 9 ધામ-શાન્ત રહી, ઠેકાણે રહી, શાસ્ત્રે બતાવેલી હદમાં રહી 10 ધંધો-રોજગાર કામ. વેપાર, ખેતી મુલી.

11

[11]સાંજ પડે થાઓ [11]સાહેબના [12]બંદા. 2
કોઈ કેની ના કરશો નિંદા,
જઇ [13]ગતૃમાં ને કહો [14]હે જંદા. 3
ગોર [15]મુખે તમે રહોરે બંદા,
[16]રૂષિવર કેરી યેહી [17]સંધ્યા. 4
એમ [18]વંદો [19]સંધા રૂષિવર ભાઇ,

11 સાંજે-રાત 11સાહેબ-ધણી, માલિક, શાહોજી, ખુદા. 12 બંદા-તાબેદાર બંદગી કરનારા, ભકિત કરનારા ભકત. 13 ગત=સત્પંથિયોનો ધર્મક્રિયા કરવા મળેલો સમુહ. 14 હેજંદા-હમેશાં કાયમ રહેનાર, અમ્મર આત્મા, અખંડ, અભગ. 15 મુખે-મોઢે-મુખીને આધીન. 16 રૂષિવર રૂષિયોથી શ્રેષ્ટ-રૂષિયોનો સરદાર. 17 સંધ્યા=દિવસમાં સંધે સંધે કરવાની ભક્તિ, વખત=નિમાજ. 18 વંદો=વખાણ કરો, ભજો. 19 સંધા-સર્વે સઘળા, બધા.

મેલો [૨૦]ક્રોધ [૨૧]નવ કરશો [૨૨]ઈર્ષાઈ.
મન મારીતો [૨૩]મુમતા [૨૪]મૂર્ઈ. ૫
[૨૫]ધર્મશાળામાં નવ રહેવું [૨૬]સૂઈ.
ધર્મશાળામાં પરવાત ન કરશો, ૬
[૨૭]અહાર ઘણું કરી પેટ ન ભરશો.
ભરશો પેટ તો [૨૮]ભારી થાશો, ૭
આવશે નિંદ્રા [૨૯]પછી પસ્તાશો. ૮

---

૨૦ ક્રોધ=ગુસ્સો, ઝનુન ૨૧ નવ=નહિ. ૨૨ ઈર્ષા=દ્વેષભાવ, અદેખાઈ કોઈનું સારૂ જોઈને બળવું. ૨૩ મુમતા=મમત્વ, અહમ્પણું=ખુદી=જીદ્=હઠ ૨૩ મૂર્ઈ=મરી. ૨૫ ધર્મશાળા=ધર્મનું શિક્ષણ મળવાની જગો. ખાનુ–મંદીર, પોશળ, મસીત ૨૬ સૂઈ=ઉંઘી, નિદ્રાધિન. ૨૭ અહાર=ખોકાક, ખાવાનું. થ૮ ભારી=વજન દારઃ આળસુ, ઊંઘણ. ૨૯ નિંદ્રા=ઉંઘ. ૩૦ પસ્તાશો=વિમાસણમાં પડશો. દુઃખી થાશો, સાંસો પડશે.



[૩૧]હલવે પેરે [૩૨]હાંસલ થાશે,
[૩૩]જાગતાં [૩૪]ઝીતશો સદ્દગોરની સાથે, ૯
[૩૫]વડા [૩૬]મોટાની [૩૭]અદબે રહેજો,
મોટા તણા બે [૩૮]અવગુણ [૩૯]સેહજો ૧૦

---

૩૧ હલવે=હલકે થોડા ભારથી. ૩૨ હાંસલ=લાભ, ફાયદો, ૩૩ જાગતાં= ભકિત કરતા, જ્ઞાને હુંશિયાર થઈ જ્ઞાનીપણાથી. ૩૪ ઝીતશો=ફાવશો, વેશો, લાભશો. ૩૫ વડા=વડેરા=મોટા=વડિલ. ૩૬ મોટા=મોટી પદ્દિવાળા ઉત્તમ, ઉંચી સત્તાવાલા. ૩૭ અદબે=આમાન્યામાં, શરમે, માપે. વેણ પાળવો, આજ્ઞાધિન મોટપ મોટાની જાળવવી, ને તેઓની જોતાં કાંઈ અપકૃત, ખોટી વાત, કે બિભસ્ત ચાળા, હાંશી, મઝાકની વાતો ન કરવી. ૩૮ અવગુણ=નુકશાન, ખોટ ૩૯ સેહજો=ખમજો, વેઠજે, ઉપાડજો.

૧૪

[1]દાહાડે વડો તેને વરષ કરી જાણો,
બોલો [2]મીઠાં [3]વચન [4]પ્રેમ [5]આણો, ૧૧
આપણાથી જે નાનેરો ભાઇ,
તેને બોલાવો મોટેરો કહી. ૧૨
મીઠે વચને બોલો વીરા,
તમ મૂખે તો [7]ઝલકે હીરા, ૧૩
સદ્દગોર મળ્યાનો એછે [8]ભેદ,
રૂષિવર, રૂષિવરનો ના કરશે [9]ખેદ. ૧૪

૧. દાહાડે વડો=એક દિવસ મોટો. ૨ મીઠા=વ્હાલા, હેત ઉપજે તેવા, જેમાં ક્રોધ કે ખાર, વેર ન હોય તેવા. ૩ વચને=શબ્દે, વેણે. ૪ પ્રેમ=હેત ૫ આણો=લાવો. ૬. વીરા=ભાઈ. ૭ ઝલકે=ચમકે=શોભે. સારા-લાગે. ૮ ભેદ=મર્મ=ઓળખાણની નીશાની, એંધાણ, ચિન્હ. ૯ ખેદ=દુઃખી, પજવણી સંતાપ.

૧૫

શાંભળે [10]રૂડું ને [11]ઓચરે [12]કુડું,
[13]નિશ્ચે તેનું થાશે [14]ભૂંડું. ૧૫
[15]આળશ [16]નિંદ્રા ન કરવી જાણી,
જુઠ તજો [17]વેદ [18]વચન પ્રમાણી. ૧૬
કુડ કપટ [19]સર્વે નાખો કાઢી,
[20]અમીરસ પી [21]નિશાની લો દહાડી. ૧૭

૧૦ રૂડું=ઉત્તમ, સાચું. ૧૧ ઓચરે=બોલે. ૧૨ કુડું=જૂઠું. ૧૩ નિશ્ચે=નક્કી, ખચિત. ૧૪ ભૂંડુ=ખોટું=જૂઠું=ખરાબ. ૧૫ આળશ=સુસ્તી, ઢીલ, કાહેરપણું. ૧૬ નિંદ્રા=ઉંઘ ૧૭ વેદ=સત્ય પ્રકાશ કરનાર શાસ્ત્ર. (રૂગ્, યજુર, સામ, અથર્વ.) ૧૮ વચન=વાણી=શબ્દ=વાકય, આજ્ઞા. ૧૯ સર્વ=તમામ, બદ્ધા, ૨૦ અમીરસ=નુર, અમી, ૨૧ નશા ની=એંધાણી=પ્રસાદી. ૨૨ દહાડી= નિત્ય=હંમેશાં.

ઘર થકી ૨૩ધર્મશાળામાં આવો,

૨૪ઉપજાવી ૨૫ભાવનિશાની લાવો. ૧૮

૨૬સંપત ઉપજે તે તમે લાવો,
૨૭મુખી સાથે નવ કરશો ૨૮દાવો. ૧૯

દાવો કરે ૨૯દુનિયાને ૩૦ભાવે,
આવે ૩૧દારિદ્ર ૩૨દેવ નહિ ૩૩પાવે. ૨૦

૨૩ ધર્મશાળા–ધર્મક્રિયા કરવાનું ઘર–ધર્મિયોને મળવાનું ઠેકાણું. ૨૪ ઉપજાવી–નિપજાવી=બનાવી. ૨૫ ભાવ=હેત=પ્રેમ. ૨૬ સંપત ઊપજે–બની શકે તેટલું. ૨૭ મુખી–ગોરનોમુખ–સદ્દગોરનો પ્રતિનિધી. ૨૮ દાવો–વોદ, વાંધો કજીયો. ઘણીપણું કરવું ૨૯ દુનિયા–જગત માયાવી પ્રબંધ, રચતાની મોહ. ૩૦ ભાવે–ભાવનાએ, ઈચ્છાએ. પ્રેમે ૩૧ દારિદ્ર–ગરિબાઈ–ભૂખ. ૩૨ દેવ-મોક્ષ પુરૂષો. ૩૩ પાવે–જડે–મળે.



૩૪અધર્મિ ને ૩૫ઉણિયા આચારી,
જાણ્યું અજાણ્યું તે દે ૩૬પચારી. ૨૧

સુતક ૨લાઇ ૩ભર્યા જો રેહશો,
૪હાણ ઉપજશે બહુ દુઃખ ૫સેહશો. ૨૨

૩૪ અધર્મિ–ધર્મિ નહિ તે–પાપી, દુષ્ટ. ૩૫ ઉણિયા આચારી–નિચા કૃતવ્ય કરનારા–ક્રિયા આચાર નહિ પાળનારા. ૩૬ પચારી–વધારી, પોતાના વતીનું જોડાણ કરી, ચાવી કરાવી ચાવી ઘણી વખત.

૧ સુત=મરણ, જન્મ, રજસ્વલાદિની અપવિત્રતાઈ, ૨ લાઇ=દોષો= 
દુષ્ટ આહાર વ્યભિચારાદિ દુષ્ક કર્મોના પાપો, (લાઈ, સુતકને ભેગો અર્થ પણ કરે છે, એકજ રીતે વાપરે છે.) ૩ ભર્યા=ભરેલા, વાળા, ૪ હાણ=નુકશાન, ખોટ, ૫ સેહશો=વેઠશો, ભોગવશો.

૨

૧૮



એમી નિશાની નહિ લો [૬]દહાડી,
સદ્‌ગોર મેલશે ગતમાંથી કાઢી. ૨૩
ધર્મી [૭]ધીંગાણાની વાત નાં જાણે,
અધર્મી મનમાં [૮]ઓછું [૯]આણે, ૨૪
[૧૦]જ્ઞાન [૧૧]ધ્યાનમાં જુઓ વિચારી,
[૧૨]હાણુ [૧૩]વર્ધને જુઓ તપાશી. ૨૫

૬ દહાડી=હરહમ્મેશ, નિત્ય. ૭ ધીંગાણા=લડાઈ=ફિસાદ=કજીયા. ૮ ઓછું=હલકું=ટુંક વિચાર=કુબુદ્ધિ. ૯ આણે=લાવે, વાપરે. ૧૦ જ્ઞાન=શાસ્ત્ર, વેદ, સમજણ. વિવેક. ૧૧ ધ્યાન=ઉંડા વિચારે=અંતર દ્રષ્ટિએ. ૧૨ હાણુ=નુકશાન. ૧૩ વર્ધ=નફો, લાભ.

૧૯

ધ્યાન ધરી તમે ઝાલો [૧૪]સ્મરણી,
છાના છુપા કરો ઓત્તમ કરણી. ૨૬
એવા ગુણ [૧૫]ગંભિરે ભરિયા,
રૂષિવર પાળો [૧૬]સોએ ક્રિયા. ૨૭
પ્રથમ [૧૭]હ્રદય ધોઇ [૧૮]નિર્મલ કરવું,
બીજી ક્રિયા નિત્ય નાહીને જમવું. ૨૮
સત્યે [૧૯]ચાલવું રાતને [૨૦]દિસે,
તેમાં સાચું બોલવું [૨૧]નિશ્ચે. ૨૯



૧૪ સ્મરણી=માલા, તસબી.૧૫ ગંભીરે=શાન્તતાએ,શાન્ત પ્રકૃતિ. ૧૬ સોએ ક્રિયા–સોએ આચારો–સો નિયમો. આજ્ઞાઓ, ૧૭ હ્રદય–દિલ. ૧૮ નિર્મળ–પવિત્ર–ચોખ્ખું. ૧૯ ચાલવું–વર્તવું, પાળવું. ૨૦ દિસે–દિવસે, ૨૧ નિશ્ચે નક્કી–ખચિત.

દયા રાખવી દિલમાં જાણી,
[22]સપાત્રને દાન દેવું [23]પ્રાણી. ૩૦
પરદુઃખ જાણી પાસે રેહવું ભાઇ,
મોટાને તો માનવા સહી. ૩૧
મોટાઇનો મન [24]ગર્વ નાં કરવો,
દશમી ક્રિયા જે ક્રોધ ના ધરવો. ૩૨
ધર્મતણું [25]આળશ નવ કરવું,
[26]સર્જ્યા સાથે ધ્યાનજ ધરવું. ૩૩

૨૨-સપાત્ર-પવિત્ર પાત્ર, હરિવૌશી માંહેલી પવિત્ર વ્યક્તિયો. ૨૩ પ્રાણી-પ્રાણવાળો-જીવવાળો, જીવ, માણસ. ૨૪ ગર્વ-અહંકાર-મદ. ૨૫ આળશ-સુરતી. ૨૬ સર્જ્યાં-પેદા કરનાર-ઉત્પન્ન કરનાર, સર્જનહાર, પરમાત્મા.



[1]નિત્ નિત્ ગત્માં [2]મળવું જાઇ,
[3]ગોર [4]નરમુખીને મળવું [5]ધાઈ. ૩૪
નિત્ નિત્ અમી પીએ તે ધર્મિ,
[6]અહંકાર મૂકે તે [7]નર [8]કર્મિ. ૩૫
[9]જુઠું રૂષિવરને બોલવું નહિ,
[10]અતિત [11]અભ્યાગત [12]સંતોષવા સહી. ૩૬

૧ નિત્=હમ્મેસાં=દરરોજ. ૨ મળવુ=ભળવું=એકઠા થવું. ૩ ગોર-ગુરૂ. ૪ નર=નારાયણ, વિષ્ણુ, ઈમામ, અખંડ પુરુષ. ૫ ધાઈ=દોડી. ૬ અહંકાર=અહંમપણું=ખુદી=આપે, મોટાઈ. ૭ નર=પુરુષ=માણસ. ૮ કર્મિ=કર્મવાળો=વૈદિક કર્મ કરનારો, ભાગ્યશાળી. મોટા નસીબવાળો. સારા ભાગ્યવાળો ૯ જૂઠું=અસત્ય ૧૦ અતિત=અત્યંત ત્યાગી, માયાવી વિકારથી રહીત, પાકા સત્પથી. ૧૧ અભ્યાગત=અચાનક આવી પડેલો મહેમાન, પરોણો, નાઠી. ૧૨ સંતોષવા=સંતોષ પમાડવા=અન, જળ, વસ્ત્રાદિથી શાન્ત કરવા.

[૧૩]ભૂખ્યાને [૧૪]અન્ન આપવું જાણી,
[૧૫]તૃષ્યાને તો પાવું [૧૬]પાણી. ૩૭
[૧૭]નાગાને [૧૮]વસ્ત્ર આપી [૧૯]અર્થજ લેવો,
[૨૦]સગા [૨૧]કુટુંબનો [૨૨]ભારજ [૨૪]સેહેવો. ૩૮

૧૩ ભૂખ્યો=ક્ષુધાર્થિ=અન્ન ખાધા વગરનો. ૧૪ અન્ન=અનાજ, ધાન્ય. ૧૫ તૃષ્યા=પયાસો=જેને પાણીની તૃષ્ણા રહેલી હોએ તેવો, પાણી ન પીધેલો. ૧૬ પાણી=જળ, નીર, ૧૭ નાગા=ઉઘાડો, વસ્ત્ર પહેર્યા વનાનો. ૧૮ વસ્ત્ર=લુગડાં.. ૧૯ અર્થ=લાભ ૨૦ સગા=લોહીનાં સંબંધ-વાલા=આપ્તજનો. ૨૧ કુટુંબી=કુટુમ્બવાળા=સાથે વસનાર, સાથે ખાનાર વગેરે. ૨૨ ભાર=બોજો=જોઈતી કરતી વસ્તુઓની ભાળ રાખવી-દુઃખ નાં પડવા દેવું. ૨૩ સેહવો=ઉપાડવો=વેઠવો, સહન કરવો.

૨૩

[૨૪]સઘળું [૨૫]સાંખી કરી ધ્યાનજ ધરવું,
[૨૬]અવગુણ કરે તેને [૨૭]ગુણજ કરવું, ૩૯
[૨૮]ઓછું કેને આલવું નહિ,
[૨૯]અદકું કોઇનું લેવું નહિ. ૪૦
[૩૦]પરસ્ત્રી [૩૧]ગમન તો કરવું નહિ,
[૩૨]ભૂડી [૩૩]નજરે ન જોવું ભાઇ. ૪૧

૨૪ સઘળું=બધું, તમામ, ૨૫ સાંખી=સહન કરી, ખોટું ન માનવું. ૨૬ અવ-ગુણ=નુકશાન. ૨૭ ગુણ=લાભ=ફાયદો. ઓછું=થોડું=લીધું હોય કે કહ્યું હોય તેથી થોડું-ઘટાડીને. ૨૯ અદકું-વધારાનું-આપ્યું હોય કે કહ્યું કહેવડાવ્યું હોય તેથી વિશેષ. ૩૦ પર-પારકી-બીજાની. ૩૧ ગમન-જાવું; સંગ કરવો-વ્યભિચાર, છીનાળું. ૩૨ ભૂંડી-ખરાબ. ભુંડા ભાવવાળી ૩૩ નજરે-દ્રષ્ટે, ભાવે આંખે.

૨૪

[34]જાણી [35]અજાણી ના દીજે [36]ગવાહી,
[37]કુડ [38]કપટે નાં [39]ચાલશો ભાઇ. ૪૨
મુખથી માર ના કહેવું લગાર,
[40]વ્યાજ ખાએ તેનો ના લેવો [41]આહાર ૪૩
[42]હાડ [43]વકરો કરે [44]પાતક સહી,
[45]પશુ [46]પાળીને વેચવું નહિ. ૪૪

૩૪ જાણી–સમજી, ઈરાદાપૂર્વક. ૩૫ અજાણી–જાણમાં ન હોય તેવી ખોટી ૩૬ ગવાહી–સાહેદી, સાક્ષી. ૩૭ કૂડ–જૂઠ કપટે–પ્રપંચે, દગાએ, ફરેબ કરી. ૩૯ ચાલશો–વર્તશો–હેંડશો, કરશો. ૪૦ વ્યાજ–ધનને ધીરી લીધેલો લાભ. ૪૧ આહાર–ભોજન, ખોરાક, ખાણું. ૪૨ હાડ–શરીર, હાડકા. ૨૩ વકરો–વેપાર–વેચવું. ૪૪ પાતક–પા–દોષ, ગુનોહ. ૪૫ પશું–ઢોર, જનાવર. ૪૬ પાળી–ઉછેરી–પોશી સાચવી, મોટા કરી.

૨૫

[1]ધરતીનું [2]મૂલ ન કરશો [3]માતા.
[4]કન્યા તણો રખે [6]દ્રવ્ય જ ખાતા[7] ! ૪૫
[8]લાંચ ન ખાવી એક [10]રતી,
ખોટું [11]ખત્ત નવ લખશો [12]સતી. ૪૬
[13]મેદાને જઈ પાંચ [14]આચમન કીજે,
ચાલીશ ક્રિયા રૂષિવર પાલી લાજે. ૪૭

૧ ધરતી–પૃથ્વી-જમી, ભૂમી. ૨. મૂલ–કીંમત, પાડ, ૩ માતા–માં. ૪ કન્યા–દિકરી, બહેન ૫ રખે–ભૂલે ચૂકે–અજાણે. ૬ દ્રવ્ય–પૈસો–માયા–ધન-ધાન, વાસણ, વસ્ત્ર ૭ ખાતા–લેતા–વાપરતા ૮ લાંચ–રૂશવત–છાની ખુશામતની ભેટ, ખોટું પણ ધાર્યું કરાવવા કાંઈ આપવું તે, કે લેવું તે. ૯ ખાલી–લેવી વગેરે. ૧૦ રતી–ચણોઠી, જરા. ૧૧ ખત્–દસ્તાવેજ–કાગળ. ૧૨ સતી–સત્ય પંથી. ૧૩ મેધને–જંગલે, દિશાએ, હંગી. ૧૪. આચમન–કોગળા, હાથ પગ વગેરે અવયવો ધોવા.

માટી લેઇને ધોવા હાથ,
નાહી કરીને થાવું પાક. ૪૮
પાણી લેઈ [૧૫]પેશાબજ કરવી.
આચમન ત્રણ કરે તે ધર્મિ. ૪૯
[૧૬]અણ ગળ્યું [૧૭]નિર ન પીવું પ્રાણી,
[૧૮]જીવતો [૧૯]જીવ ન [૨૦]મારવો જાણી. ૫૦

---

૧૫ પેશાબ-મુતરવું ૧૬ અણગળ્યું-વગર ગાળેલું. ૧૭ નીર-પાણી-જળ ૧૮ જીવતો-જીવવાળો. ૧૯ જીવ-જનાવર, પક્ષિ, પશુ, માણસ, ઢોર, જળચર, વનચર, થળચર, ભૂચર, ખેચર વગેરે પ્રાણવાળા જીવો. ૨૦ મારવો, મારી નાખવો, પ્રાણ કાઢી નાખવો.



[૨૧]હીંગ [૨૨]તમાકુ ન ખાશો કોઇ,
[૨૩]અમલ [૨૪]અહાર [૨૫]તજો નર [૨૬]જોઇ ૫૧
[૨૭]દનીમાં બેસી ને ખાવું નહિ,
[૨૮]એઠું [૨૯]જુઠું ન ખાશો ભાઇ. ૫૨

---

૨૧ હીંગ-વધાયણી. ૨૨ તમાકુ-અજર, છીંકણી. ૨૩ અમલ-માદક પદાર્થો. જેવા કે અફીણ, ગાંજો, ભાંગ, ચડશ, તાડી, લસણ, હીંગ, ડુંગળી, મૌંસ, મદિરાદિ. ૨૪ અહાર-ખોરાક, ખાણું. ૨૫ તજો-ત્યાગો ૨૬ જોઇ-જોતાંજ. ૨૭ દની-દુનિયાદાર-માયાવી, શ્રી નિષ્કલંકી નારાયણને નહિ ઓળખનાર. ૨૮ એઠું-એઠવાળું-અડાઈ ગએલું, અભડાઈ ગએલું. ૨૯ જૂઠું-જૂઠાવેલું, ભેળ કરેલું, બનાવટી, ખોટું, દુર્ગુણી.

૩૦ગળીના ૩૧વસ્ત્ર પેહેરવા નહિ,

૩૨નીચની ૩૩સંગત ન કરવી સહી. ૫૩

૩૪અપવાસ ૩૫વ્રતની ૩૬આશ ન ૩૭ધરવી,
પાણી ૩૮પથ્થરની ૩૯પૂજા ના કરવી. ૫૪

૩૦ ગળીના–ગળીના રંગવાળા–કાળા, ગળિયર. ૩૧ વસ્ત્ર–લુગડાં, પોશાક. ૩૨, નીચ–નિચકર્મ કરનારો–સદ્‌ગોરનાં વચન ન પાળનારો, ક્રિયાહીણ. દુષ્ટ, ચંડાળ. ૩૩ સંગત–સોબત, સાર. ૩૪. અપવાસ–દિવસે આહાર પાણી વગેરે ના લેવું તે. ૩૫ વ્રત–નિયમો પાળવાની ટેકો, ભકિત ભાવ કરવાના મુખ્ય નિયમો. ૩૬ આશ–ઇચ્છા–આશા ભાવના. ૩૭ ધરવી–રાખવી. ૩૮. પથ્થર–પથ્થરાદિની બનાવેલી મૂર્તિયો ૩૯ પૂજા–સેવા, ભકિત, ધ્યાન



૧મેલી ૨થાપણ ન ૩રાખવી જાણી,
૪વખત ૫વેલા ન ૬ચુકશો પ્રાણી. ૫૫
૭અમ્મર થૈએ તે ૮જપીએ ૯જાપ,
૧૦વણ પૂછે ખાધે છે ૧૧પાપ. ૫૬

૧ મેલી–મેલેલી, રાખેલી. ૨ થાપણ–પુંજી, અમાનત–અનામત. ૩ રાખવી–રાખી મૂકવી, પછી ન આપવી, પચાવી પડવી. ઇન્કાર કરવો, મકરી જવું. ૪ વખત–સંધ્યાનો સમય. સમય સમયની કરવાની ભકિત–પ્રાર્થના. ૫ વેલા–ટાણું સમય વખત કરાવાનું ટાણું. ૬ ચુકશો–ભૂલશો. ૭ અમ્મર–મરાય નહિ, મોત ન આવે–અખંડ. ૮ જપીએ–જપ જપ કરિએ, બોલ બોલ કરીએ, બોલીએ. ૯ જાપ–મહામંત્ર, જપવાનો શબ્દ મુળવાયક ગુરૂમંત્ર ૧૦ વણ–વગર. ૧૧ પાપ ગુન્હો, દોષ, તકશીર.

પાઘડી [12]વાંકી ન મૂકશો [13]સમારી.

[14]ચાંપી [15]અહાર ન લેશો [16]લગારી ૫૭

[17]લાલચે [18]પ્રીત ન કરવી ભાઇ,

માતા કરી જાણો મોટી [19]ભોજાઇ. ૫૮

---

૧૨ વાંકી–મરોડવાલી, ટેડાઇવાલી, છેલપણું દેખાડે તેવી. મદભરી ૧૩. સમરી–સુધારી, ચીપી, ચાંપી, ફાંકડી. ૧૪ ચાંપી–દાબી–અકરાતું, વધારે. ૧૫ અહાર–ભોજન, ખાવાનું. ૧૬ લગારી–જરાપણ, ૧૭ લાલચ–લોભ, તૃષ્ણા, લેવાની ઇચ્છા. ૧૮ પ્રીત–હેત, પ્રેમ, માયા. ૧૯ ભોજાઈ–ભાઇની વહુ, ભાઈની ઘરવાળી, ભાઇની સ્ત્રી.



[20]અરૂ [21]પરૂ નવ કરશો [22]ઋષિ.

[23]પાડોશી [24]દૂભવી નવ કરશો દુઃખી. ૫૯

[25]વિશ્વાસઘાત ન કરવી સહી,

[26]પડી [27]જડી વસ્તુ ન લેવી ભાઇ. ૬૦

---

૨૦ અરૂ–ઓરૂ–ઢુંકડું–પાસે. ૨૧ પરૂ–છેટું–વેગળું. ૨૨ ઋષિ–મુનિ,સંત, ભકત સત્પંથી. ૩૩ પાડોશી–પાસે રહેનાર. પાસે વસનાર, આપણા ઘર પાસે ઘર હોય તે. ૨૪. દુભવી–દુભાવી, રંજાડી, દુઃખ દઇ. ૨૫ વિશ્વાસઘાત–વિશ્વાસ આપી તેને દગો કરવો, ભરૂશો આપી પૂરો ન કરવો, વચન આપી ના પાળવું. ૨૬ પડી–કોઇની પડી ગએલી. ૨૭ જડી–જડેલી, હાથ આવેલી.

કોઇને [28]ઝાલ ન પાડવી જાણી,
[29]ઉછી [30]ઉધારનું ન રાખવું પ્રાણી. ૬૧
[31]પારકું [32]ધન્ન લેઇ [33]ભાગવું નહિ,
[34]પુત્ર થઇને આપવું સહી. ૬૨

---

૨૮ ઝાલ–ફાલ, એકદમ કોઇને ત્રાસ ઉપજે, કે દુઃખ લાગે, ભય લાગે તેવી વાત. ૨૯ ઉછી–સાટે સાટે આપી જવાનું. લીધા પ્રમાણેજ વાયદાસર આપી જવાનું. ૩૦ ઉધાર–અવેજ ઉપર કે અવેજ વગર ધારેલું, વ્યાજ વિનાનું લાવેલું, સાટે સાટે આપવાનું કે, એકના બદલે બીજું આપવાનું. ૩૧ પારકું. બીજાનું–પરનું. ૩૨ ધન્ન–દોલત–માયા–પુંજી ૩૩ ભાગવું–તોડવું, ના આપવું, લીધા પ્રમાણે ના આપવું. થોડું આપવું, મકરી જવું. ભૂલાવો પડવો. ૩૪ પુત્ર થઈ–પુત્ર જેવા થઇ. નમ્રતાથી, ભલાઇથી.



કોઇને [35]ગાલ નાં દેવી જાણી,
[36]મુર્ખપણામાં ના રહેવું પ્રાણી. ૬૩
[37]જ્ઞાન [38]દ્રષ્ટે જોવું સૌને [39]સરખું,
[40]શત્રુ કરે તે નવ કરવું. ૬૪

---

૩૫. ગાલ–ખોટા શબ્દ, ભૂંડી વાણુ, ખોટી બોલી. ૩૬ મૂર્ખ–ગાંડો, બેવકુફ, દિવાનો, ચળ્યો, અણુસમજુ, અજાણપણું. ૩૭. જ્ઞાન–સમજણ, બુધ્ધિ વિવેકની ગે સારભરી દિશા. ૩૮ દ્રષ્ટે–નજરે–આંખે. ૩૯ સરખું–બરાબર–સમાન, એક જેવા સર્વને ૪૦ શત્રુ–દુશ્મન–વ્હેરી. ૪૧ તે નવ કરવું–બદલો ના લેવો–આપણું ભૂંડું કર્યું હોય તો એ આપણે તેનું ભૂંડું ન કરવું.

3

૩૪

સાચો જુઠો નવ કરવો [1]વાદ,
[2]જુઆ [3]જુગટાનો ના કરવો સ્વાદ. ૬૫

[5]નાચ છંદ [7]ભવૈયા જોવા નહિ,
(એ) [8] છળ [9]ભેદે સદ્દગોર [10]ખોવા નહીં ૬૬

૧ વાદ–વિવાદ, આમણુ સામણુનો વેદ. ૨ જૂઆ–જુગાર, પૈસા વ-ગેરેથી રમવું, જેમાં હાર જીત હોય તે. ૩ જુગ્ટા–જુગાર. ૪ સ્વાદ–મજા, રસ લેવો, સારો માનવો, કરવો, રમવો. ૫ નાચ–ગુણકાનું રમવું, નાચવું. ૬ છંદ–ઢોંગ, ટીખળ–નાટક, ચેટક. ૭ ભવૈયા–ભવૈયાની રમત–ભવૈ કરનાર, નાચનારા પુરૂષો. ૮ છળ–પ્રપંચ, દગો ૯ ભેદ–ભૂલવણી, આંટી. ૧૦ ખોવા–ખોઇ દેવા–વિસરી, દેવા, ભૂલી જવા.

૩૫

[11]જમતાં [12]ખાટું ના કહેવું ભાઇ,
[13]વખાણવું પણ [14]વખોડવું નહિ. ૬૭
[15]પ્રભાતે [16]નાહી બાહેર નિશરવું,
[17]સંસાર કરે તે નવ કરવું. ૬૮

૧૧ જમતાં–ખાતાં–વાળુ કરતાં, ભોજન લેતાં. ૧૩ ખાટું–ખટાસવાળું, ખરાબ–દુર્ગુણી, ખોડવાળું, ખોટવાળું ૧૩ વખાણવું–ગુણ ગાવું, સારૂ કહેવું, ઉત્તમ કહેવું. ૧૪ વખોડવું–ખોડ કાઢવી, ખોટું કહેવું. ૧૫ પ્રભાતે–સવારે, વ્હાણામાં, દિ ઉગે. ૧૬ નાહી–સ્નાન કરી, ડીલ ધોઈ, અંધોળી. ૧૭ સંસાર–જગમ–દુનિયા–અધર્મિ–નિષ્કલંકી નારાયણને નહિ ઓળખનારા.

**[૧૮]તપ [૧૯]તિર્થને કરવું [૨૦]સ્નાન,**
**[૨૧]નિર્મળ થઇ ને [૨૨]ધરવું ધ્યાન. ૬૯**
**આપણા પ્રાણીને દુ:ખ ના દીજે,**
**[૨૩]દર દિવાને [૨૪]પ્રિત ના કીજે. ૭૦**



---

૧૮ તપ–તપસ્યા, શરીરે કષ્ટિ આત્મ સંયમ કરતાં વેઠવી તે : ૧૯ તિર્થ–ભગવાનનાં સ્મરણનાં સ્થાનો, પુજ્ય પુરૂષોનાં રહેવાનાં, અવ્સાનનાં સ્થળો, રોજા, મંદિરો, અને આત્મદર્શન. ૨૦ સ્નાન–અંઘોળવું. ૨૧ નિર્મળ=મળ રહિત, પવિત્ર થઈ. ૨૨ ધરવું–રાખવું–ધારણ કરવું. ૨૩ દરદિવાન=સરકારી કામો=રાજદરબારી, અમલદારો. ૩૪ પ્રિત=હેત પ્રેમ=સ્નેહ.



**[૩૫]હિંડતા ચાલતાં [૩૬]ખાવું ના ખાશો,**
**[૩૭]ષટ દર્શન [૩૮]પૂજી [૩૯]પસ્તાશો. ૭૧**
**વેદ [૪૦]શાસ્ત્ર કહે તેમ કરવું સહી,**
**[૪૧]ચતુરાઈ [૪૨]ચોખાઇમાં રેહવું ભાઈ. ૭૨**

---

૩૫ હિંડતાં ચાલતાં=હરતાં ફરતાં=વાટે : ચાલતાં, ઉભા ઉભા ફરતાં. ૩૬ ખાવું=ખાવાનો પદાર્થ, ખાવાની વસ્તુ. ૩૭ ષટ દર્શન=છો જોવાની વસ્તુ, (છ દર્શનઃ ૧ જોગી, ૨ જગમ ૩ સેવડા, ૪ સન્યાસી. ૫. દર્વેશ, ૬ બ્રાહ્મણ.) ૩૮ પૂજી–સેવી=પૂજા=કરી. ૩૯ પસ્તાશો=મુંજાસો, ગભરાશો, વિમાશણમાં પડશો, દુઃખી થાશો. ૪૦ શાસ્ત્ર=વેદ ઉપરથી મહાપુરૂષોએ કહેલી વાણીનાં પુસ્તકો, મહાપુરૂષોના વચનોનું સંગ્રહસ્થાન, ૪૧ ચતુરાઈ=વિવેકપણામાં, ડહાપણમાં, ૪૨ ચોખાઈ=સફાઇ, સ્વચ્છતા, નિર્મળપણું.

[૪૩]ઝેર ખાઈ [૪૪]ઝપલાઇ ના [૪૫]મરવું,
[૪૬]આવા ગવનમાં [૪૭]ફરી [૪૮]અવતરવું. ૭૩
[૪૯]જોર [૫૦]જુવાની [૫૧]વસજો કરવી,
પરસ્ત્રી સાથે [૫૨]ગુંજ ન કરવી. ૭૪
[૧]આગને [૨]એઠું પાણી ન [૩]છાંટવું જાણી,
લીલું ઝાડ ન ભાંગવું પ્રાણી. ૭૫

---

૪૩ ઝેર=વિષ. ૪૪ ઝપૂલાઇ=ઝંપાપાત કરા=પડીને. ૪૫ મરવું=અંત લાવવો, દેહથી પ્રાણ જૂદો કરવો. ૪૬ આવાગવન—આવવું ને જવું, લક્ષચોરાસી. ૪૭ ફરી—બીજીવાર—વારંવાર. ૪૮ અવતરવું—જન્મવું. ૪૯ જોર—બળ. ૫૦ જુવાની—યુવાવસ્થા. (૨૦ થી ૫૦ વરસનો સમય.) ૫૧ વશ—આધિન, કબજામાં, કાબુમાં રાખવી. ૫૨ ગુંજ—ગુજવટ—એકાન્ત ભેદભરી છાની વાત.
૧ આગ—અગ્નિ, દેવતા, અંગારા. ૨ એઠું—અજીઠું, એઠવાડાવાળું, બોટેલું. ૩ છાંટવું—નાખવું—છિટકાવ કરવો, છિટકવું.



[૪]પ્રભાતે [૫]ફુલ [૬]ચુંટયાનો છે બહુ [૭]દોષ,
પાણી પથ્થર પુજે નહિ પામો મોક્ષ. ૭૬
[૮]અવાચક પ્રાણીની [૯]આલ ન કરવી,
[૧૦]ભોજન [૧૧]છાંડી બેશ ઉઠ ન કરવી. ૭૭
એઠું પશુને ન [૧૨]આલવું પ્રાણી,
[૧૩]એબ કેની ન [૧૪]ઉઘાડવી જાણી. ૭૮

---

૪ પ્રભાતે—સવારે, પરોઢ ફુટયા વખતે, બગબગે, સૂર્ય દર્શન પહેલા. ૫ ફુલ—પુષ્પ. ૬ ચૂંટયા—વેણ્યા, તોડયા, ઉપાડયા. ૭ દોષ—પાપ—ગુન્હો. ૮ અવાચક—જેને વાચા નથી, મુગા, બોલી નહિ શકે તે, ફરિયાદ ન કરી શકે તેવા ૯ આલ—અક્ષવડ, છેડ, પજવણી, સતામણી, ખીજ, દુઃખ પોહોંચે તેવી ચેષ્ટા. ૧૦ ભોજન—ખાવાનાં પદાર્થ, ખાવાનું ભાણું પીરશેલું ૧૧ છાંડી—મૂકી, તજી. ૧૨ ઘાલવું—આલવું, દેવું, પીરશવું, નીરવું ૧૩ એબ—છિદ્ર, દુર્ગુણ, ભુંડાઈ ખોટી વાત, અપકૃત. ૧૪ ઉઘાડવી—પ્રગટ કરવી, જાહેર કરવી.

[૧૫]ભાંજગડ કોઇની કરવી નહી,
ગોરના [૧૬]વચન ન લોપવા સહી. ૭૯
શિખામણ [૧૭]પૂછે તેને [૧૮]સારી [૧૯]દીજે
લઇ તસબી [૨૧]હરિનું [૨૨]સ્મરણ [૨૩]કીજે. ૮૦

૧૫ ભાંજગડ-પંચાત, ચોવટ, ફડચો લાવવાની વાત. ૧૬ વચન-વેણ-હુકમ, આજ્ઞા, ફર્માન. ૧૭ પૂછે-પૂછવા આવે, પ્રશ્ન કરી, સલાહ લે. ૧૮ સારી-ઉત્તમ. ૧૯ દીજે-આપીએ. દેવી. ૨૦ તસ્બી-માલા, સ્મરણી. ૨૧ હરિ-પરમાત્મા, દુ:ખ, પાપાદિ હરનાર સ્યેતાનને દુર કરનાર, કુબુદ્ધિ ટાળનાર, શ્રી શાહ, શ્રી ઈમામ, શ્રી નિષ્કલંકી. ૨૨ સ્મરણ-યાદ, સંભારવું,:ભજન, ભક્તિ ૨૩ કીજે-કરિયે.



[૨૪]પીઓ [૨૫]અમિરસ [૨૬]બ્રહ્માજી [૨૭]મલિયા,
રૂષિવર [૨૮]પાળો [૨૯]સોએ ક્રિયા. ૮૧
[૩૦]નવા [૩૧]ધર્મિને [૩૨]ધર્મ [૩૩]ઓરાવો [૩૪]જોઇ,
સો ક્રિયાની [૩૫]પેહેરાવો [૩૬]જનોઇ. ૮૨

૨૪ પીઓ-પીવું, અંતરમાં ઉતારવું. ૨૫ અમિરસ-નુર, અમૃતનું પીણું ૨૬ બ્રહ્માજી-બ્રહ્મા, નિર્વિકાર કલંકરહિત, પવિત્ર, વેદનાં કર્તા, બોધ કરનાર, ગોર, પીર, શ્રીસદ્ગોર બ્રહ્મા, પીર ઈમામશાહ ૨૬ મલિયા,-મલ્યા ભેટચા, જોડાયા. બંધાયા, એક થયા, જડયા. ૨૮ પાળો-ગ્રહણ કરો, સાચવો, વર્તો. ૨૯ સોએ ૧૦૦ સોએસો પૂરી. ૩૦ નવા-થતા. ૩૧ ધર્મિ-ધર્મ લેનાર, ધર્મ પાળનાર. ૩૨ ધર્મ-પરમાત્માને પાળવાનો ઉપાય-સત્યતા. ૩૩ ઓરાવો-આપો, શિખવાડો. ૩૪ જોઇ-ઓળખીને, સમજીને. ૩૫ પહેરાવો,-ઘાલો, ગ્રહણ કરાવો-કબુલ કરાવરાવો. ૩૬ જનોઈ-ઉપવિત-બ્રહ્મપંથે પડવા કરેલો સંસ્કાર.

૪૨

થયા ૩૭બ્રાહ્મણ બ્રહ્માજી મલિયા,
આવાગવનના ૩૮ફેરા ૩૯ટલિયા.
ઋષિવર સાંભળો ૪૦બ્રહ્મજ્ઞાન,
ગતમાં જઇ કરો ૪૧ગંગા ૪૨સ્નાન.

૩૭ બ્રાહ્મણ–બ્રહ્મને જાણનાર, શ્રી નિષ્કલંકી નારાયણને ઓળખનાર, શ્રી બ્રહ્મ રૂપમાં મળી જનાર. ૩૮ ફેરા–આંટા, આવક જાવક કર્યાંજ કરવી તે. ૩૯ ટળિયા–ટળી ગયા–મટી ગયા, જતા રહ્યા. ૪૦ બ્રહ્મજ્ઞાન–બ્રહ્મતેજ પામવાનો માર્ગ, બ્રહ્મને ઓળખવાનો ભેદ, બ્રહ્મને સમજવાની વિદ્યા. ૪૧ ગંગા–ત્રિલોક પાવની, પવિત્ર જળ વહેવરાવનાર નાદ, જ્યાં શ્રી નિષ્કલંકી (વિષ્ણુ–ઇમામ) એ સ્નાન કર્યું હોય તેવી નદિ; હાલ કલજુગમાં ગંગા સાબરમતી છે. ૪૨ સ્નાન–અંઘોરવું, નાહવું, ડીલ ધોવું.

૪૩

બ્રહ્મજ્ઞાન:ગોર નરને ૧ભાવે,
૨અડસઠ તિર્થ ૩ગુરૂ ચરણે ૪આવે. ૮૫
૫પ્રતક્ષ ગોર નર ગતમાં ૬બેઠા,
૭ભાગ્ય જેના સદ્ગોર જ્ઞાને ૮દિઠા. ૮૬
જ્ઞાન ધ્યાન જુઓ ૯વિચારી,
દુનિયા માંહે દેવ ૧૦ગુપ્ત ૧૧અવતારી. ૮૭

૧ ભાવે–વ્હાલા લાગે, ગમે. ૨ અડસઠ–સાઠ, ને આઠ, ત્રણ વીસ ને આઠ. ૩ ચરણે–પગે, પગમાં, ચરણકમલમાં. ૪ આવે–આવેલા છે, વસેલા આવી જાએ. પ્રતક્ષ–જાહેર, જોઈ શકાય તેવા, પ્રગટ. ૬ બેઠા–આશને આવેલા, આશણવાલી બેઠેલા. ૭ ભાગ્ય–નસિબ–પ્રાલબ્ધ, ૮ દીઠા–જોયા, નિહાળ્યા. ૯ વિચારી–શાન્તિએ સોધ (તપાસ) કરી. ૧૦ ગુપ્ત–છાના–છુપાએલા, અદ્રષ્ટ, નજરે નાં દેખાએ. ૧૧ અવતારી–અવતરનાર. જન્મ લેનારા, દેહ ધારણ કરનારા.

ૠષિવર તેજે [12]રાખે જ્ઞાન,
નિર્મળ થઇને ધરવું ધ્યાન. ૮૮

મુનિવર તેજે [13]વારે મન,
કરે [14]કશોટી [15]કાયા [16]રતન. ૮૯
[17]ભણે [18]ઇમામશાહ સુણો ગત [19]સોહી,
ગતમાં [20]બેશી [21]ઇમાન રાખો [22]સબ કોઇ. ૯૦

---

૧૨ રાખે–ધારણ કરે, શિખે, પાળે, માને, વર્તે, તેવો થાએ. ૧૩ વારે–અટકાવે રોકે, કબજામાં રાખે, પાછું હઠાવે, ૪ કશોટી–કશ લેવાના વસ્તુ, પરિક્ષા લેવાની જણસ, કષ્ટ વેઠવું, તપ કરવો. ૧૫ કાયા–શરિર, દેહ, ૧૬ રતન–કીમતી ઝવેરાત, અમુલ્ય પદાર્થ, ભારે કીમતનો હીરો કે મોતી, ૧૭ ભણે–કહે, બોલે. ૧૮ ઈમામશાહ–ઈમામોના શિરોમણી, કળજુગનાં છેલાં મહા બ્રહ્માનું નામ છે, ૧૯ સોહી=એજ=તેજ, આ ઈજ, ૨૦ બેશી=રહી=આશનપુરી, ભેગા થઇ ૨૧ ઈમાન=શ્રદ્ધા=ધારણ=ભરોશો=વિશ્વાસ. ૨૨ સબકોઇ=સર્વે, એક દર, તમામ,



જે સદ્દગોર [23]આદ [24]તપશ્વી કેહલાએ,
[25]સો [26]ઇમામ [27]હો [28]જાંબુદ્વિપમેં [29]આએ. ૯૧
ગોરનર જાંબુદ્વિપે આવ્યા [30]સહી,
[31]મુનિવર [32]આરાધો એક [33]મના થઈ. ૯૨

---

૨૩ આદ–પ્રથમ, મુળમાં મુળથી. ૨૪ તપશ્વી–તપશ્યા કરનાર, ધાર્મિક ક્રિયા પાળતા શરિરે પડતું કષ્ટ વેઠનાર, ટેકીલા, અડગ, સત્પંથી. ૨૫ સો–એ, તેજ. પોતે ૨૬ ઈમામ–સદાર–ધણી, વિષ્ણુ. ૨૭ હો–થઈ, બની. ૨૮ જાંબુદ્વિપ–પ્રદેશનું નામ પાંચ સાત ખંડ ભેગો થયેલો પ્રદેશ. જાંબુના ઝાડ જ્યાં ઘણા હોય છે તેવો દેશ, જ્યાં શિયાળો ઘણી હોય છે તેવો મુલક (કે જેની ત્રણ બાજુ પાણી. ને એક બાજુએ જમીન આવેલી હોય.) ૨૯ આએ–આવ્યા, પધાર્યા ૩૦ સહી–નક્કી, ખચિત. ૩૧ મુનિવર–મુનિઓથી શ્રેષ્ટ–સત્પંથીઓ. ૩૨ આરાધો–ભજો, સંભારો–યાદ કરો. ભકિત કરો. ૩૩ એકમના–શાન્ત, નિશ્ચિંત થઈ. ૩૪ એકમના–શાન્ત, નિચિંત.

ગોર નરે પૂર્યા જાંબૂદ્વિપે [૩૪]વાશ,

તમે રાખો [૩૫]અમરાપુરની [૩૬]આશ. ૯૩

[૧]વાચા [૨]પાલો [૩]ઓચરો બ્રહ્મ જ્ઞાન,
રહો ૠષિવર એકે ધ્યાન. ૯૪

જે રૂપે ગોર નર હોએ સહી,

---

૩૪. વાસ–રહેઠાણ–આશન–રહેણાક, વાસ્તુ–વશવાનું. ૩૫ અમરાપુર –અમ્મરધામ, જ્યાં મરવાનું નથી તે શહેર, મોત વિનાનો વાશ ૩૬ આશ–આશા, ઈચ્છા.

૧ વાચા–વચન–બોલ, વાણ. ૨ પાલો–સાચવો. જવા ન દો, વ્યવહારમાં રાખો, નભાવો, ૩ ઓચરો–બોલો.



તે રૂપે જાપ જપવો મુનિવર ભાઇ. ૯૫

નિચા [૫]નમી નમી કરો [૬]પ્રણામ,
ગોર નરે જાંબુદ્વિપે કર્યો [૭]મુકામ. ૯૬

જો [૮]પુરા [૯]પ્રેમશું ધાઓ,
તો ૠષિવર અમરાપુરમાં જાઓ. ૯૭

અમ્મર ભેદે અમરાપુરી લેશો,
ૠષિવર અમ્મર [૧૧]ગઢમાં રહેશો. ૯૮

---

૪ નીચા–હેઠા, ભોંય સરતા, વાંકા ૫ નમી–વળી, નમ્રતાએ નમન કરીને. ૬ પ્રણામ–સલામ–ચરણે નમન કરવું, મલતી વેળાએ બોલવાનો અર્થસુચક શબ્દ. ૭ મુકામ–રહેઠાણ–ઠેકાણું, ઘર. ૮ પૂરા–પૂરણ–જરાજર, ઠેઠ સુધી, આખા, સર્વ રીતે. ૯ પ્રેમ–હેત, માયા, પ્રિતિ. ૧૦ જાઓ–દોડો, ચાલો. ૧૨ ગઢ–કિલ્લો, દુર્ગ, કોડ.

અમ્મર ૧૨ફુલનાં ભોજન કરશો,
૧૩અન્નત ૧૪કુલફની આવરદા ભોગવશો. ૯૯

રૂષિવર એકમને ગોરની વાચા પાલો,
બોલ્યા ઇમામશાહ અમરાપુર ૧૫માલો. ૧૦૦

---

૧૨ ફુલ–મેવો, ઝાડે થતા ફળ, ૧૩ અન્નત–જેનો હિસાબ નહિ તે, અન્ત રહીત, અપાર. ૧૪ કુલફ–વર્ષની ગણત્રીનો ઠરાવેલી હદનું નામ, જુગોનાં સમુહના સમરણનું નામ, જુગોની–સંખ્યાનું હિસાબી નામ, કેટલાક જુગો મળીને થતો કાળ. ૧૫ માલો–ભોગવો, વાપરો, ઉપયોગ કરો.

## સમાપ્ત

ૐ

# સંધ્યાના મંત્રો

એટલે

## વખત પડવાની દુવા.



---

ફરમાંનજી બિસ્મિલ્લા હિરેંહમાં નિરંહીમ.
સદ્ગોર પાત્ર બ્રહ્મા ઇંદ્રે ઇમામશાહ આદે વિષ્ણુ

નિરંજન નર અલી મહમ્મદશાહ, તમારી અમ્મર દ્રષ્ટ કરી, કરમ મહેર કરી, અમારા પાતક દૂર કરો. તોબા વખત *** કબુલ કરો. યા, શાહઅલી મૂર્તુઝા. યા ઇમામ. હશન હુશ્યેન. ૨ યા ઇમામ ! ઝયનુલ આબેદ્દી. ૩ યા ઇ-મામ ! મહમ્મદ બાકર. ૪ યા ઈમામ ! જાફેરો સાદિક, ૫ યા ઇમામ ! ઇસ્માઇલિશાહ. ૬ યા ઈમામ ! નુરમહમ્મદ શાહ, ૭ યા ઇમામ ! મુન્તેસર બિલ્લાહ. ૮ યા ઈમામ ! શમ્સોદ્દિન. ૯ યા ઇમામ ! ઇસ્લામશાહ. ૧૦. યા ઈ-

* * * આ ઠેકાણે જે વખત હોય તેનું નામ લેવું (જેમકે "તોબા વખત સવારનું કબુલ કરો" કહેવું) ને જો બપોરનો વખત હોય તો સવારને ઠેકાણે બપોરનું નામ લેવું, તેમજ સાંજને મધરાતનું પણ સમજવું.



મામ ! નુરમહમ્મદશાહ. ૧૧ યા ઇમામ ! નરઅલી મહમ્મદશાહ. ૧૨ આખર જમાનાનાં શાહો, અમારી તોબા બંદગી કબૂલ કરો. દિદાર દો, તોબો તોબો બંદો ગુન્હેગાર, સાહેબ તો બક્ષણહાર બંદો તોબા કરે, સાહેબ કબુલ કરે બક્ષો બક્ષણહાર. સચ્ચો પીર ફર્માન. હકલાએલ્લાહા. ઇલ્લિલ્લાહો હો મહમ્મદુર રસુલિલ્લાહે.

(આટલું ભણી રહી શિજદો કરવો, પછી એક માલા "કલમાની" મધ્યરાતની વેળા હોય તો એ માલા કલમાની, ને એક માલા "પીરશાહની" કરવી. પછી શિજદો કરી, બે હાથ જોડી માથું ભોંય ઉપર રેહવા દઈ નીચે પ્રમાણે ભણવું.)

શુબાન અલ્લાહે, યા અલ્લાહ યા અલી યા અલી, યા

અલી, હકલાએલા હા, ઇલ્લીલ્લાહો, મહમ્મદુર્રસુલિલાહે.

( આટલું ભણ્યા પછી શિજદો કરી એક માલા 'પીરશાહ'ની)

ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

આદ નિરંજન નરઅલી મહમ્મદશાહ આદ વિષ્ણુ તમારી દૂઆ. પ્રથમ તમે સ્વામી શ્રી મચ્છ, ૧ શ્રી કચ્છ, શ્રી વ્યારાહ, ૩ શ્રી નૃશિંહ, ૪ સ્વામી શ્રી વામન, ૫ શ્રી ફરસુરામ, ૬ શ્રી રામ, ૭ શ્રી કૃષ્ણ, ૮ શ્રી બુદ્ધ, ૯ શ્રી સીસ, ૧૦ શ્રી નુહ, ૧૧ શ્રી ઇબ્રાહીમ, ૧૨ શ્રી ઇસ્માઇલ, ૧૩ શ્રી સુલેમાન. ૧૪ તેજઅલી, તેજ આજ નરઅલી મહમ્મદશાહ, અંતે શ્રી નિષ્કલંકી નારાયણ: ઇમામ મેંહદી. તમારા ઋષિવરોની લાજ રાખી ગુનાહ બક્ષો



કરમ મેહેર કરી તમારા બંદા જાણી, અરજ બંદગી કબુલ કરો. સુભાન, કરીમ, રહીમ, કિર્તાર, તુંહી દાતાર યા અલી, યા અલી, યા અલી નુરેનુર આયાસોહી. તે નુરઅલી મહમ્મદશાહ લેજો જોઇ. તુહી નુરઅલી હમારી દૂઆ કબુલ કરો. સચ્ચો ફર્માન, નુર સદ્દગોર બ્રહ્મા પાત્ર ઇંદ્રિ તમામશાહ, નિરંજન નરઅલી મહમ્મદશાહ હમારી દૂઆ કબુલ કરો. હક્કલાએલાહા. ઇલ્લિલ્લાહો. મહમ્મદ્દર્રસુલિલ્લાહે.


( આટલું ભણ્યા પછી શિજદો કરી એક માલા 'પીરશાહ' ની કરી, શિજદો કરવો.)

(સંપૂર્ણ.)





# ચારે વખતના નામ અને તેનો સમય

૧ "સવાર" ના વખતનો સમય, સૂર્ય ઉગ્યા પેહલાં, ને ભાંખ ફુટયા પછી, અજવાળુ થાએ પરોઢનું ત્યારથી.

૨ "બપોર" ના વખતનો સમય, સૂર્ય માથા ઉપરથી ઢળ્યા પછી (એટલે બે પોહોર પૂરા થયા પછી) એટલે એક વાગ્યા પેહલા ને બાર વાગ્યા પછી.



૩ "સાંજ" ના વખતનો સમય. સૂર્ય પૂરેપૂરો આથમી જાએ તે પછી, ને ગાઢ અંધકાર થાએ તે પહેલા.

૪ "મધરાત" ના વખતનો સમય, બે પોહોર રાતનાં

પૂરેપૂરા ગયા પછી, ને ત્રીજે પોહોર રાતનો અઢ્ઢર થાએ ત્યાં સુધી.

ઉપરનો સમય ઉત્તમ છે, તે પછી એક કલાકનો મધ્યમ છે, ને તે કલાક પછીનો કનીષ્ટ છે.

---





ૐ

# દુઆ મર્દાને નવરાવવાની

એટલે

## મરણુ પામેલાને પવિત્ર કરવાનો

# મંત્ર

# ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

સદ્દગોર પાત્ર બ્રહ્મા, ઈંદ્રે ઇમામશાહ, આદે વિષ્ણુ, નિરંજન નર અલી મહમ્મદશાહ. તમારી દુઆ. સ્વામી, તમે હેત ધરિયું, હેતથી નીર ઉપાયા. નીરથી બાંધ્યા જુગ ચાર, ચાર દિશાએ કર્યો પ્રકાશ. નીર ખર્યું પિંડથી સાર, તે નીરે પવિત્ર વિસ્તાર, નીરે કર્યો નુર, નીરે સર્જ્યા ચંદા, સૂર. નુર મોક્ષ મુગતનો ઘાટ, પવિત્ર માંડયા ઘટને પાટ. નવ્વાણું ક્રોડી ઝાંખા, છપ્પન ક્રોડી મેઘા, બત્રીસ ક્રોડી કિન્નર, તેત્રીસ ક્રોડી દેવતા. અઠયાસી સેહસ્ર રૂષિ. એક લાખ એંસી હજાર પીર પેગમ્બર, પામ્યા મોક્ષ મુગતની વાટ. સદ્દગોર પીર સલાહોદ્દીન, સદ્દગોર પીર



શમ્સદ્દીન, સદ્દગોર પીર નશીરદ્દીન, સદ્દગોર પીર સાહેબદ્દીન, સદ્દગોર પીર સુદરદ્દીન, સદ્દગોર પીર કબીરદ્દીન સદ્દગોર પીર ઇમામશાહ આ જીવને પવિત્ર કરો, દુઃખ દોહલા દૂર કરો, મોક્ષ મુગતનો મારગ આપો, તમે પવિત્ર છો, તમારો સેવકોને પવિત્ર કરવાનો ધર્મ છે. તમારે ધર્મે, તમારે કર્મે, આ જીવની દેહ પવિત્ર કરો, તેત્રી ક્રોડીનાં મેલામાં, રાખો. ફર્માન 'પીરશાહ' હક્કલાએલ્લાહો ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્રસુલિલ્લાહે.

---

* આ મંત્ર ભણી મડા ઉપર પાણી નાખી મડું ધોવું.

મુકામે લઇ જતાં રસ્તામાં શ્રી નિષ્કલંકીનું સ્મરણ કરવું.
તોબા તોબા કરવું, જાપનાં મંત્રનો ઉચ્ચાર કરતા રહેવું.



# મંત્ર મડાને ભોમદાગનો છે

એટલે

## મરદાને દાટવાની દુઆ.

ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

સદ્દગોર પાત્ર બ્રહ્મા, આદે વિષ્ણુ નિરંજન નરઅલી મહમ્મદશાહ તમારી દુઆ. સ્વામી તમે પ્રથમ રોપ્યા, સત્ય, સત્યથી દત્ત, દત્તથી ક્ષમા, ક્ષમાથી હેત,

* મડાને કબરમાં ઉતારીને પછી ભણી માટી વાળવી.

હેતથી નીર, નીરથી ખીર. ખીરથી નીલ, નીલથી અનીલ, અનીલથી ફીણ, ફીણથી ખાક, ખાક તે સદાએ પાક.

સ્વામી નીરથી પવન, પવનથી અગન, અગનથી રચીખાક, જુગ ચારનાં ચાર દાગ, ખાકપાક, મોક્ષ મુગતની વાટ,સત્પંથી જીવને આલી હાથ,ચાર જુગનાં દશ અવતાર, દશ અવતારે ચાર દાગ. શ્રી મચ્છની રક્ષા, શ્રી કોરંભની રક્ષા,શ્રી વ્યારાહની રક્ષા,શ્રી નૃસિંહની રક્ષા,શ્રી વામનની રક્ષા; શ્રી ફરસુરામની રક્ષા,શ્રી રામની રક્ષા, શ્રી કૃષ્ણની રક્ષા, શ્રી બુદ્ધની રક્ષા, શ્રી નિષ્કલંકી નારાયણ તે શ્રી મવ્લા મુર્તુજા અલીની રક્ષા. આજ કલવારે ખાકપાક પવિત્ર ભોમ દાગ. સદ્ગોર નબી મહમ્મદપાક, શ્રી સદ્ગોર નુર



પાક, શ્રી સદ્ગોર શમ્મસ પીરપાક, શ્રી ગોર નસીરદીન પાક, શ્રી ગોર સાહેબ દીનપાક, શ્રી ગોર સુદરદીન પાક- શ્રી ગોર કબીર દીનપાક, શ્રી ગોર ઇમામશાહ નરઅલી મહમ્મદશાહ પાક, મવ્લાના સત્પંથી જીવની સોહલી કરે, મોક્ષ મુગતની વાત. ચારે જુગનાં ભૂલેલાં જીવ સત્પંથનાં આશરે ભોમદાગે પવિત્ર થઇ. આપની રક્ષામાંહે આવેલા તેને પાક પવિત્ર કરી. તેત્રાસ ક્રોડીનાં મેલા આપી, તમારા નુરમાં વાશ આપો. ગુન્હા બક્ષો. દુઃખ દોહેલા દૂર કરી. સદ્ગોર પાત્ર બ્રહ્મા નબી નુર સદ્ગોર ઇંદ્ર ઇમામશાહ,, નરઅલી મહમ્મદશાહ, 'ફર્માન' 'પીરશાહ' હક્કલાએલાહા ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્રસુલિલ્લાહે.



# મડાને ભોમ દાગ આપી મના ઉપર આશિષ ભણવાનો મંત્ર*

એટલે

# આશિષની દુઆ

ફર્માનજી બિસ્મિલ્લા હિરેં હમાં નિરંહીમ.



સદ્દગોર પાત્ર બ્રહ્મા ઈંદ્ર ઇમામશાહ, આદે

* આ મંત્ર મના ( કબર ) ની પાસે ઉભા રહીને ભણવું. ફુલ લોબાન ચઢાવીને.

વિષ્ણુ, નિરંજન નરઅલી મહમ્મદશાહ, શ્રી નિષ્કલંકી નારાયણુ, સત્પંથી જીવનો ફર્માન ફાતિઓ, મોક્ષની આ-શિષ, દુઆદાન, ફુલ લોબાન, આપની પવિત્ર મેહેરે, સ-ત્પંથીના સરદાર, કલજુગમાં દાતાર પોહોંચડાવો. જીવને દુઃખમાંથી છોડવો. સુખ સોહેલા કરો, દુઃખ દોહેલા દુર કરો. શ્રી નિષ્કલંકી મુર્તુઝાઅલી શ્રી નબી નુર સદ્દ-ગોર આશિષ કબુલ કરો. સદ્દગોર પાત્ર બ્રહ્મા, ઈંદ્ર ઈમામ-શાહ હકલાએલાહા, ઈલ્લિલ્લાહો, મહમ્મદુર્ રસુલિલ્લાહે.

---

## મનાએ ફુલ ચડાવી ભણાવાનો મંત્ર.

## કબરે ફુલ વગેરે મુકી છેટે જઈ ભાણવાની દુઆ.

---

ફર્માનજી બિસ્મિલ્લા હિરેંહમાં નિરંહીમ.
સદ્દગોર પીર નશીરદ્દીન, સદ્દગોર પીર સાહેબ



* આ મંત્ર મના ( કબર ) થી ચાલીસ ડગલા છેટા જઈ ભણવી.

દીન. સદ્દગોર પીર સુદર દીન, સદ્દગોર પીર કબીરદ્દીન, સદ્દગોર પીર ઇમામશાહ, આદે વિષ્ણુ, નિરંજન નર અલી મહમ્મદશાહ, આ સંત્પથી જીવની મનાએ ચડાવેલા ફુલ, ફાતિઓ, તેની આત્માને પોહોંચડાવો. તમારો સત્પંથી જીવ છે. તમો તેના ધણી છો, તમારી સરણે આવેલો છે, તેને ઓધ્ધાર આપો. સુખનો માર્ગ સોહેલો કરો. દુઃખ દોહેલા દૂર કરો. નબી નુર સદ્દગોર પાત્ર બ્રહ્મા, ઇંદ્ર ઇમામશાહ, નિરંજન નરઅલી મહમ્મદશાહ, હક્કલાએલાહા ઇલ્લિલ્લાહો, મહમ્મદુર્રસુલિલ્લાહે.

---

# મડાને ભોમદાગ આપ્યા પછી નાહવાનો મંત્ર

એટલે

## ભોમ દાગ દીધા પછી નાહવાની દુઆ.

ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

સદ્દગોર પાત્ર બ્રહ્મા, ઇંદ્ર ઇમામશાહ, આદ નારા-

---

* આ મંત્ર ભણી પછી માથે પાણી નાંખવું. ( માથું ધોવું ) પછી જમણી બાજુ ધોવી પછી ડાબી બાજુ ધોવી. પણ પહેલાં નાક, કાન, સાંધા નાભી સાફ કરી લેવા. શરિરનાં દરેક સાંધા, ને ભાગો પવિત્ર કરી, પાણી પોહોંચાડવુ જ.

યણ શ્રી નિષ્કલંકી નરઅલી મહમ્મદશાહ તમો પાક પાવન છો, જીવોને પાક પાવન કરવા જોગ છો. અનંત કરોડી જીવ પાવન કરણહાર છો. મારા સ્થુલ શરીર સાથે જીવને પાક પાવન કરો. કરમ મેહેર કરો, હમારી અરજી કબુલ કરો. શ્રી સદ્‌ગોર નબી નુરમહમ્મદ શ્રી ઈમામશાહ, નરઅલી મહમ્મદશાહ હક્કલાએલાહા, ઈલ્લિલ્લાહો મહમ્મદુરંસુલિલ્લાહે.

---

## ભોમ દાગ અને ઋગ્વેદ.

---

ઋગ્વેદ ૭–૮–૯

ઓ વરૂણ ! મને એટલી થોડીજ વારમાં માટીના ઘરમાં (કબર–મનમાં) જવા ન દઈશ, હે સમર્થ દેવ ! દયા કર, દયા કર.

---



# સ્નાન સંકલપ કરવાનો મંત્ર

ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

સ્નાન કરૂં છું* શ્રી ગોર નરની આજ્ઞા પ્રમાણે જેથી શરિર અને આત્મા પવિત્ર થવા, અને જે જે વસ્તુ

---

* અહીં સ્નાનનું કારણ કહેવું. જેમકે સ્થાન કરૂં છું, 'સ્ત્રી સંગનું.' 'વિર્ય ખલિતનું,' તેમજ જે લાઇ સુતકાદીનાં સ્નાનો કરવા પડે તેના નામ લેવા. સ્ત્રી જાતીએ પણ 'પુરુષસંગ'નું 'કે રજસ્વાલાનું.' 'બાળક જન્મનું' આદિ જે સ્નાનો કરવાની આજ્ઞા સદ્‌ગોરે કરેલી છે તે સર્વના નામ તેનાં સ્નાન કરવા સાથે સંકલપમાં લેવા.

એમાં પવિત્ર થવાની છે તે સાથે,ફર્માન પીર શાહ હક્કલાએ લાહા ઈલ્લિલ્લાહો મહમ્મદુર્સુલ્લિલાહે.

---

નોટ—ઉપરનો મંત્ર દરેક સ્ત્રી પુરુષે યાદ રાખવાનો છે ને દરેક પ્રકારનાં સ્નાન સાથે ભણવાનો છે. ગ્રહસ્થાશ્રમ ભોગવી, જંગલ, (દિશાએ–વાડામાં–ખર્ચુ જઈ, રજસ્વલા વિગેરે વિગેરે તમામ સમે જેને જે સ્નાનનો સમય લાગે તે ટાણે સ્નાન કરવાનું છે. જરાવાર પણ અગલાઇ (ગંદવેડો) મેલાપણું રાખવાનું નથી. તે દરેક સતપંથીની મુખ્ય ફરજ છે.

## સ્નાન કરવાની વિધિ

---

પ્રથમ સર્વ અવયવો, એટલે સાંધાના ભાગ ધોઇ પવિત્ર કરી, પછી પ્રથમ માથું ધોવું, પછી જમણો અંગ ધોવો, પછી ડાબો અંગ ધોવો. સાંધે, સાધે, ને શરીરના દરેક ભાગમાં પાણી પોહોંચાડવું જ.

---



## હમારે ત્યાં મળતા સત્પંથી છાપેલા પુસ્તકોની યાદી.

| નામ | દર્શન લાભ |
| --- | --- |
| ૧ સત્યપંથ પ્રકાશ | ૭—૦૦ |
| ૨ યજ્ઞવિધિ | ૫—૦૦ |
| ૩ આજ્ઞાપત્ર | ૪—૦૦ |
| ૪ ભાભારામ સુબોધ | ૩—૦૦ |

| | |
|---|---|
| ૫ શ્રી નરઅલી મહમ્મદશાહ બાવાની મોટી સત્ય વેણી | ૨—૫૦ |
| ૬ નાયાકાકા પ્રેમપાઠ | ૨—૫૦ |
| ૭ બાઇબુઢાઇ સત્પંથ બોધીની ૭ યોગવાણી | ૨—૫૦ |
| ૮ સત્પંથી કર્મપ્રયોગ | ૨—૦૦ |
| ૯ ચેતામણી | ૨—૦૦ |
| ૧૦ અમૃતવાણી | ૨—૦૦ |
| ૧૧ મૃગોદ્ધાર | ૧—૦૦ |





| | |
|---|---|
| ૧૨ સત્પંથીઓનું કર્મ | ૧—૫૦ |
| ૧૩ ચેતો ઋષિવરો ગુરૂ કહે | ૨—૦૦ |
| ૧૪ कलितारक मंत्र | ૧—૫૦ |
| ૧૫ મોક્ષદ્વાર | ૧—૦૦ |
| ૧૬ મનહર જ્ઞાન | ૧—૦૦ |
| ૧૭ સત્યનું શોધન | ૧—૦૦ |
| ૧૮ ભક્તની શોધ, | ૧—૦૦ |
| ૧૯ પરછા | ૦—૯૦ |
| ૨૦ શિક્ષાપત્રી (સદ્‌ગોરની શિખામણ) | ૦—૨૫ |

| | | |
|---|---|---|
| ૨૧ | ઓશાણી | ૦—૫૦ |
| ૨૨ | મોહોરના દર્શનના પાના | ૨—૫૦ |
| ૨૩ | સંતવાણી | ૦—૫૦ |
| ૨૪ | નારાયણરામજીનો પ્રતિધ્વની | |

●

પુસ્તકો મળવાનું ઠેકાણુ

## શ્રી સત્પંથી સાહિત્ય સેવા મંડળ

મુ. પીરાણા, પો. ગીરમથા, ડી. અહમદાબાદ.

# ધર્મિ થવાની કુંચી

"ધર્મિ" ફક્ત કંઠી બંધાવે, કાન ફૂંકાવે, કંકણુ બરાવે, પાળા પીએ, હાથ લીએ કે ધર્મ પુસ્તકો વાંચી મોટા મોટા રાગડા તાણી થવાતું નથી.

"ધર્મિ" તો ધર્મ શાસ્ત્રોની આજ્ઞાઓ માનેથી થવાય છે.

"ધર્મિ" થવું હોય તો સત્પંથના મુખ્ય "પાંચ નિયમો" પાળતા શિખો, અને ઉપરનો ખોટો ડોળ ત્યાગી, શુદ્ધ અંતઃકરણથી ક્રિયા આચાર સાચવવા ઉમંગી બનો.

સત્પંથિ બનો, સત્પંથિ બનાવો, સત્પંથિ સેવો, સત્પંથ સારૂ તન, મન, ધનને વારો નિછાવર કરો એટલે કુરબાન કરો અર્પણ કરો. સત્પંથિઓના દર્શને આનંદ પામો. મિથ્યા, ઢોંગીને, ખોટા વેશધારીને, પ્રપંચી, પાખંડી, ડાગલાવું એટલે "મોટે સત્પંથિ છું" કહીને સત્પંથની ક્રિયા ન પાળે તેને તજો. અને તેવાઓ ઉપરની તમાશી અંધશ્રદ્ધાને ત્યાગો, એજ સત્પંથ પામવાની એક કુંચી છે.

લી. શુભેચ્છક "પાટી"